શ્રી નવિન.

શ્રી શકતી ભકતોને માટે.

# ત્રીપુરા સ્તવન મંજરીનાં

## ઉત્તમ ગાયન સંગ્રહ.

---

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.

કાશીપ્રસાદ કૃષ્ણદેવ ( યાજ્ઞીક ) પાઠક.

---

નડીઆદ.

શ્રી [illegible] જ્ઞાનોદય પ્રિન્ટિંગ પ્રેસ.

---

કીમત ૦-૨-૦

નવીન શ્રી. નવીન.

# શ્રી શકતી ભકતોને માટે ત્રીપુરા સ્તવન મંજરીનાં ઉત્તમ ગાયન સંગ્રહ.

ગીતી

જય મા બહુચર બાળી દીન દયાળી સહાય થાજે મારી,
અલ્પ મતિ મા મારી, ગ્રંથ પૂર્ણ કરાવ મન ધારી.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

કાશીપ્રસાદ કૃષ્ણદેવ ત્રીપાઠી.

મુકામ પીહીજ તા. પેટલાદ.



પ્રથમ આવૃતિ ૧ પ્રત ૩૦૦૦

સંવત ૧૯૬૪ સન ૧૯૦૮

કીમત—૨—આના.

# અર્પણ પત્રિકા.

---

શા. રા. મુળજીભાઈ પ્રાણજીવન યાજ્ઞિક
બાળા ઉપાસિક.

મુ. પીહીજ

વિ. જે આપ સદ ગૃહસ્થ મારા સ્નેહી છો તેમજ તમો મારા ઉપર અતિષય અહોનીશ પ્રીતી રાખો છો ને આપનો શક્તિં ભક્ત ઉપર અતિષય પ્રેમ અને ધર્મની લાગણી રાખોછો, ને વળી મારા ગુરૂજી તરીકે તમારી ને મારી વચ્ચે અહોનીશ પ્રેમ ટકી રહેવાને માટે આ ત્રીપુરાસ્તવંન મંજરી નામનો મેં લઘુ ગ્રંથ બનાવેલો તે તમોને આજરોજ અર્પણ કરૂં છું તે સ્વિકારશો કે સંતુષ્ટ થઇશ.

તા. ૧૯—૮—૮

આપનો શીષ્ય.

કાશીપ્રસાદ કૃષ્ણદેવ ત્રીપાઠી.

## ગ્રંથ કર્તાની સ્વદેશીભાઇઓ પ્રત્યે વિનંતી,

મારા સ્વદેશી સર્વ બંધુઓ, આ ગ્રંથ જાહેર કરવાનું કારણ એ છે કે આપણા વાસના રૂપી કહોવાડાથી ઘાયલ થયેલા અતઃકરણને કાંઇક નિર્મળતા અને પવિત્રતા. શીતળ અને શાન્તતાનો અસર થવાને સારૂ આ મેં ત્રીપુરા સ્તવન મંજરી નામનો ગ્રંથ બનાવેલો છે જેમાં નાટકોના તેમજ લાવણી ગરબા ગરબીઓના રાગો મૂકેલા છે. માટે મારા પ્રીય મીત્રો નીતી રહીત ગાયનોનો ત્યાગ કરી આ ગાયનો લક્ષ દઇ વાંચવાથી આપનુ સ્વાર્થક થશે તેમજ મોજ સોખ ને ધર્મ સચવાશે એ હેતુથીજ આ ગ્રંથ સર્વે શકતી ભકતોની તથા સ્વદેશી ભાઇઓની શેવામાં મૂકુંછું તો ભૂલ ચુકની માફી આપ સુધારી વાંચવા કૃતારંથ થવા વિનંતિ છે.

કાશીપ્રસાદ કૃષ્ણદેવ કર્તા.

ત્રીપાઠી.

# माहात्म.

આ સ્થાન પુર્ણ બ્રહ્મમય તેજમાન ગાયત્રીનું સાક્ષાત ઉજવળ દેવસ્થાન છે. ને જેમાં બાળા સુવર્ણ ( ગાયત્રી ) યંત્ર છે ને તેની પુજા થાય છે. શ્રીમદ ભાગવતમાં-માહાત્મકનો શ્લોક નીચે પ્રમાણે છે.

## श्लोक.

ईति मलाशतं देवी, माया भगवती भूवि ।
बहूनाम निकेतेषु, बहूनामा बहूवह ॥

શ્રી કૃષ્ણજીનો જન્મ થયો ને જસોદાજીને ત્યાં શ્રી ભગવાન ગયાને દેવકીને ત્યા માયારૂપ પુત્રી રહીને તેને દુષ્ટ કંસે મારવા જતાંની સાથેજ માર્યા, વીજળી રૂપ, થઇ ઉડી જતાં વાંણી થઇ કે—દુષ્ટ તને મારનાર થયો છે, તેજ માયાનું. આ સ્થાન છે. ને બહુ રાક્ષસોના ભક્ષ કરી ચરમાં પ્રવાસ કર્યો તેથી બહુચર નામ પડયું છે, જે સ્રીનો પુરૂષ થવાની વાત લોકોની જાણમાં છે. તે ભાગવત પૈકી શીખંડીની કથા આ માહાત્મની છે. તે સીવાય અનેક જગ જાહેરકામ શ્રીયે કર્યા છે, તે લોક જાણે છે. તેથી બહુ નામ પ્રખ્યાત થઇ હાલ ઘણાજ ઊંચ દરજે આ સ્થાન જઈ પુગ્યું છે.

# વર્ણન—અને—વહીવટ.

---

આ સ્થાન શ્રીમંત ગાયકવાડ સરકારના દેખરેખમાં કડી પ્રાંતના વડાવળી તાલુકામાં છે. સરકાર તરફથી શ્રીના ખર્ચે માહુલકરીન દરવાજાનો શ્રીના કારભારી હુદાઅમલદાર રહેછે. અત્રે દવાખાનું, નિશાળ, પોલીસ ખાતુ મુલ્કી ખાતું. વીગેરે કામની કોર્ટો છે. અફીણ. ગાંજો. ભાંગ. દારૂની સરકાર તરફ દુકાનો છે. શ્રીના આગળ. બાધા માંનતા વીગેરેનું જે ઉત્પન્ન આવે તેમાંથી. જતા આવતા અને નીરાશ્રીત લોકોને સદાવ્રત સરકાર દેખરેખથી આપવામાં આવે છે, ને તે ખરચ જતાં જે વધે તે ૧૦ ગરાસીયા ૬ કમાળીયા લોકો દસ ને છો આની હિસે વેંચી લે છે. અને ખોટ નીપજે તે પ્રમાણે પુરી કરે છે. વળી શ્રીની બાધા હોય તે ત્યાં આગળ મુકવા માટે માણુસ ઇજારો સરકારથી રાખી બેસે છે તેમાં નીચે પ્રમાણે લેવા વહીવટથી ઠરયું છે.

માથાના વાળ. ( લટ ) ની બધાએ પૈસા ૭ સાત તથા સીધુ. અને બીજી દરેક બાધાએ પૈસા ફક્ત સાત

લેવા ઠરસ્યું છે. તેમાં બ્રાહ્મણ. ભાટ તપોદન વેરાગી. વીગે-
રેના તમામ બાધાએ માત્ર પૈસા ૩ લેવાના છે. માથાના
વાળની બાધા પાછળ. કેટલાક પરબડીઓ. વીગેરે ફ્રાતડા
[ પવઇઓ ] માગે છે. તે ખુસી હોયતો આપવુ અને
ફ્રાતડાને પઇસા ૩ આપવાના છે. તે બ્રાહ્મણ વિગેરેને
આપવાની નથી. ગોળ. ખાંડથી છોકરાં જોખાય છે. તેની
બાબત કુતરા સારૂ ૦—૪—૦ લેવાય છે, વળી શ્રીને
આંગી ચડાવવા બાબત હક શુંદના ૦-૪-૦ તથા બ્રામણ
વિગેરેના ૦-૨-૦ લેવાય છે વળી તે સીવાય કોઇનો બાધા
સબંધી હક નથી. વળી શ્રીને. કાલરી. સનખલપુરના ડેડા
ણા ઉરફે ડાળીયા એ ત્રણ ગાંમ સરકારથી ઇનાંમી ધર-
માદા આવેલાં છે. તેની ઉપજમાંથી. નિશાળ. દવાખાનું.
મુલકી શ્રીના નિમનોકી નોકર. બાગ. પુજા, નૈત્રવેદ વિ-
ગેરે ખર્ચ કરવામાં આવે છે, ફોજદારી. તમામ કામ વડા
વળી માહાલે ચાલે છે. પણ મોટા મેળામાં. મેજીસ્ટ્રેટ
અત્રે આવી કામો ચલાવે છે. વળી માતાયે જવાવાળા
જાત્રાળુઓને લુટ હરકત નહી થવાને સારૂ તેના જોખમ
માટે ઠાકરડા લોકો સૈદની પાસે ૦—૪—૦ લે છે તેમાં
શ્રીનો લેતા નથી. માતામાં ચોરી થાય તો તે ઠાકરડા

ઓને માંથ છે. પણ ઠાકરડાઓને માણસ ૧ ખાય તેટલું ખાવા દીવસ ૧ આપવુ પડે છે. આ બંદોબસ્ત છે.

---

## વર્ણન.

શ્રીનું દેવળ ઘણુંજ સરસને જુની બાંધણીનું મજબુત વિસાળ મોટું છે. તેની ડાબી બાજુ દીપમાણ છે. તેને ત્રણ દરવાજા છે મોટા દરવાજા બાહાર, જકાત નિશાળ. દવાખાંનું. પોષ્ટ ઓફીસ વિગેરે ધર્મશાળાઓ જાત્રાળુને ઉતરવાની છે તથા દરવાજાની નજીક બજાર છે તથા સાંમે રમણીક બાગ અને પુરવે બાંધેલું સુંદીર તળાવ છે તે સીવાય પશ્ચીમે માન્ય સરોવર નાંમનો કુંડ છે તે બીજા શીવાલયં ગણાય છે. ત્યાંથી ૧ જોજન મોડેરા ગાંમ છે ત્યાં પણ જોવાની ખુબી છે કાલરી થઇને જવાય છે.

વિશેષ વધુ ખબર હવે શ્રીની કૃપાથી આગગાડી બહુચરાજીમાં પોચ્યાથી. આવતા જતા જાત્રાળુને ઘણુ શુખ થશે એજ વિનંતી. કર્તા

---

૧) સ્તુતિ. રાહ કલ્યાણ;

માતુ માહરી. હે કૃપા કરો દાસની વિનંતી ઉર વિષે ધરો
કૃપા કરીને કહુછુ આજે પુરજો મારી આશ. સાહ્યજ થાજો.
ત્રીપુરારી સરશે મારૂ કાજ માતુ–માહરી

ભજુ પ્રથમ હુ નામ તમારૂ કરજો મુજને સાહ્ય
આપ કૃપાએ ગ્રંથ રચુ મા ગ્રંથજ પુર્ણજ થાય. માતુમા

ચુવાળ મધ્યે સુંદીર રૂડુ સનખલપુર છે ગામ,
તોડામધ્યે આપ બિરાજયાં કરો ભકતનાં કાંમ. માતુ મા-
સર્વ કવિને કરૂ વિનતી જોશો નહિ મુજ ભૂલ.
પીંગળ પાઠજ ભણ્યો નહી એ ઘણી પડી છે નુન્ય મા મા
કરજોડી કીંકર થઈ કહુ મા પુરો મનની આશ.
મીથુન રાશી કહે ચર્ણ નમું મા તેડો આપની પાસ
માતુ માહરી.

૨ ) જંગલો જોગી પંજાબી ઠેકો ગભરામણ ધડપણમાં રાગ
મળવાને મતિ મહારી બાળી બહુચરીરે. (૨) ટેક

કર કપાળ એવીરે હું જાણું તુજને શેવીરે બળદારી
બળદ તારૂ ભક્તોને સુખ સારૂ,
મોટા રાક્ષસો મારી માએ કૃપા કરીરે. મળવાને

આવ્યો છું ભક્તિ કરવા રે ત્રીપુરા પારે તરવા રે
આશા રાખુ છુ તારી મળજે મુજને આવી
નિદ્રામાં દે જે સ્વપ્નું અતિ સુખ કરી રે. મળવાને
આ અરજી ઉર ધરજો રે ભક્તોનાં દુઃખ હરજો રે
કાશીપ્રસાદ કહે છે મુંજ હૃદયમાં મા રહે છે,
મુજ ચિત ચોટયુ બહુચર તુજ ભક્તિ ખરી રે. મળવાને

૩ ] ગરબો એ રાગ.

સદા ગાને તું બહુચર માતરે જેણે આપો જનમ અવતાર
સદા.
માના દરશનથી દુખ જાય છે રે નામ લેતાં તે પાપ નાઃ
શી જાય સદા.
માનો ચાચર ફરતો ચોક છે રે ત્રણ દરવાજા એક દીપ-
માળ સદા,
માત ગોખ ચઢી ને ગાજતાં રે માએ પહેર્યા તે શોળ
શણુગાર સદા.
માને મુસ્તક મુગટ શોભતો રે મા ને કાંને કાંને ઝળુકે
ઝાલ સદા.
માને કંઠે મોતીના હાર છે રે માએ અરગા કીધી બાળ
સદા.

માને હાથે ચુડી રૂડી ચળકતીરે માની શોભા તણો નહીં
પાર સદા.
માએ સાળુ પહેરા ભાત સરસનો માનો કંચવો લાલ ગુ-
લાલ સદા.
માને પાયે તે ઘુગરી બાબજતીરે બીજો ઝાંઝળનો ઝમકાર
સદા.
યંત્ર શોભા અતિ શોહામણીરે તેની આગળ ચાંદીની પાટ
સદા.
માના દીવા બંનો ત્યાં ઝળઝળેરે આપો પાંપળાં જનને
પાય સદા.
માનો ગરબો ગાશે ખુબ ખેલથીરે તેને બહુચર થાશે સ-
હાય સદા.
સાલ ૬૪—ચોસટ—શ્રાવણ માસમાંરે વદ અસ્ટમીને બુધ-
વાર સદા.
કાશી પ્રસાદ કહે માતુ ખરીરે કરજોડી નમું તુને પાય
સદા.

૪ ) દક્ષીણી લાવણી એ રાગ.

શું અનડુ છે મારૂ મળવા માને રે.

અતિ કૃપાળ, મા દયાળ, તેડ પાસ જાણી દાસ ગાઉ ચાઉ
જ્ઞાનેરે શું મનડુ

ભક્તિ તારી મે ભાવથી કીધીરે.
માત આપ જપુ જાપ રાખો પાસ ધણીક આશ ધાધીર
જમનેરે શું મનડુ

કાશી પ્રસાદ કહે ભજો ભાવે માનેરે.
કાપે દુઃખ આપે સુખ ભાગે ભુખ જોયું મુખ કરી નજરે.
તેનેરે શું મનડુ

તાલ દીપચંદી. એ રાગ.

ભજો ભાવથી માત મારી ત્રીપુરારી તનમાં ધારીરે ભજો.

સાખી.

આદ્યજી આગેવાનને પ્રથમ નમું હું પાય.
રંક ભકત હું તાહરો કરજો મારી સાહય. ભજો.

સાખી.

બાળા રૂપી બહુચરા ચગદંબા એ જાણ.
સુખડુ આપે સેજમાં ભજવી જાણી પ્રાણ. ભજો.

સાખી.

દેવી માત દયાળ છેઃ સંકટનાં હરનાર.
આવે પાળે આપના સુખડુ સેજ થનાર ભજો

## સાખી.

માટેજ જ્ઞાતી નાતમાં મીથુન રાશી નામ.
ગાયકવાડી રાજ્યમાં પીહીજ મારૂ ગામ. ભજો.

૬ ) રાગ પ્રમાણિકા. છંદ.

કરૂછું અરજ તારી મળવા માતુ માહરી ત્રીપુરા ટેક રાખજો
મા ભક્તિ તારી આપજો.
રાખુછુ આસા આપની નહિ કહી નિરાશની માતુ મારી ક
રજે સહાય દુઃખ માગ દુર થાય.
કાશી પ્રસાદ કહે કરગરી ભજોને ભોળી બહુચરી.
જે શકિત ભકિત ભરા તે નર સીંધુમાં તર્યા.

૭ ) મહાદ રાગ તાલ ત્રીતાલ.

ધણી શીર સાચો છે મહારાજ
રૂડો ઘણો રંગીલો છે લાલ
રૂચે તે તુતે રસ્તે ચાલ. ધણી શીર.
સુંદીર રૂડુ ગામ છે રે ચુંવાળ ચોકની માંહ
આઇજી આગેવાનનેરે પ્રથમ પડીએ પાય. ધણી શીર
ભજજો સહુજન ભાવથીરે આપે સુખ અપાર

ઈસ્ટ કરી વળી રાખશે તેનો સુધરે સૌ સંસાર. ઘણી શીર
મીથુન રાશી વીનવેરે તુજ દાસ તણો હું દાસ.
આશા રાખી તાહરીરે મને કદી ન કરશો નિરાશ. ઘણીશીર

૮ હુંકવન માર્ગપર આવ્યો. એ રાગ.

હુ શર્ણુ ત્રીપુરા તારો [ ૨ ]
બાળક જાણી પાળો કે મારો હવે નથી ઊગરવા આરો
મોટી મોટી આશો અતિ મુને ભારી. હું. શર્ણુ ત્રીપુરા.
જગતજનેતા તુજ બહુચરી.
ચરરરરરરર કરજે તું વાર મારી રંક ઘણો ભકત ધારી.
કાશી પ્રસાદ કહે નજરે નિહાળો હું શર્ણુ ત્રીપુરા.

૯ ) લાવણી. ગુલ ચમનમે બિન્દુ ઝુંપા એ રાગ

હુ અરજ કરૂ ઓ માત બહુચર બાળી. ૨
શેવકને કરજો સહાય માતુ કૃપાળી.
કરૂ સ્તુતિ મનની સાથ રહુ કરજોડી ૨
શુભ વર્ણન તારૂ માત મતિ મમ થોડી.
તુજ દેવળ રૂડુ નોક ઓખ્ખુ છે સારો ૨

માંહી સ્ફટિક સુવર્ણ યંત્ર બાળા મા વારો.
કરે શેવા ભકતોજન થાય સુખીયારા. ૨
હુ આવ્યો અહિં માત ભાગ્ય ધન મારાં
ઉગમણો માનો ગોખ જોત ઝળહળતી ૨
ઘણી ગરબા ગાય ચાચરે ફરતી.
કાશી પ્રસાદ કહે મા સાહય થાજે તુ મારી. ૨
કૃતિ કોઇ કળેવારી મા તું બલિહારી. હુ અરજ

૧૦) દેશીમહાઢ એ રાગ.

ભલે માત પધાર્યા અમઘેર આવ્યાં બહુચર ભોળી માત.
સાથે અંબીકા લાવ્યાં કાળીકા આવ્યાં મમકાર્ય સુધાર્યા.
બહુચર ભોળી.
ધન્ય દીવસ મા માહરેરે દરશન દીધુ આપ.
કરજોડીને ચરણેલાગુ જાપુતારો જાપરે. ભલે માત પધાર્યા
સનખલપુરમાં આપ બીરાજો શેવકને કરો સહાય.
સંકટસમયે સમરૂ ત્યારે સહાય કરો મુજમાય.
ભલે માત પધાર્યા
કરગરી મા એટલું કહુછું અતિઘણી મુને આશ.

ગાંડોઘેલો ધારજે તુજ દાસતણો હુ દાસરે.

ભલે માત પધાર્યાં.

કરજોડીને વિનવું રે ભવદરિયે મા તાળ્ય

પાઠેક કાશીપ્રસાદ કહેછે કરજે, મારી વારરે.

ભલે માત પધાર્યાં.

૧૧) લાવણી. મુંજઉપર ગુજરી. એ રાગ.

ખરે આજ મળયાં છે માત બહુચરામારાં.

કરજોડી નમાવું શીશ ચર્ણમાં તારાં ખરે આજ.

શું શોભે મુર્તિ તારી માત સુખકારી.

ઉપજેછે મુજને વહાલ જાઉ હું વારી. ખરે આજ,

તુજ દર્શનથી મા ભકત મરયા દુઃખીઆરા.

મુંજ હૈયાનાં છો હાર આંખોના તારા. ખરે આજ.

મમ પૂરવ જન્મનાં પુન્ય મળ્યાં સુખદેવા.

મુંજ રદયે રહેજો માત કરૂ હું શેવા. ખરે આજ.

હું ગાંડો ઘેલો માત બાળ છું તારો

તુજ ચરણ નમાવ્યું શીશ પાળો કે મારો.

કાશી પ્રસાદ કહે મા સદા સંખમાં મહાલો
ભવ દરિયે બુડે ભક્ત આવી કર ઝાલો. ખરે આજ

૧૨ ) રાગ જીલ્લો તાલ ત્રિતાલ.

ભજો ભાવિ મળવા ત્રીપુરાને તત્પર થઈ જાઓ.
દીન દયાળી દેવી એ છે જાણો સાચો દેવ.
જુઓ પ્રાણી વેદે વાણી સાચી જાણી પ્રેમ આણી
ભજ ચરરરરરર ચીત્ત રાખીને લઈલે આજ લાવો ભજો૦
સોળંકીએ ભક્તિ કીધી દ્રઢ રાખી વિશ્વાસજ
જુઓ નજરે, આવી મજરે, માટે ભજરે તુ સમજરે
કર ખરરરરરર ખાંડા ધાર ભક્તી માને ભાવો—ભજો૦
નારીનોએ નર બનાવ્યો વિશ્વ ત્રિશે વિખ્યાત.
જુઓ દેવી દયા કેવી કરી એવી જુક્તિ જેવી માટે જરૂર
ઝટ સમજીલે ન મળે દાવ આવો—ભજો૦
આંધળાંને મા આંખજ આપે પાંગળાંને મા પાય
એવી જાણું બુદ્ધિ આણો હું લોભાણો સુખ માણો
માટે ભરરરરરર ભક્તિ રસનો લઈલોને લાવો—ભજો૦
હિન્દુને મા સંકટ આવ્યુ મુગલ જબરા જહાંહ
દેવી ત્રાસી ગયા નાંશી પીહીજવાંશ મીથુન રાશી
કહે કરરરરરર કર પકડી મા સંકટમાં સહાયો

૧૩ ) રાગ મહાડ તાલ લાવણી.

સહાય જગ માત બહુચરા સહાય કરો જગમાત
હેતથી ગ્રહો મુજ હાથ બહુચરા સહાય કરો જગમાત.
તુજ બલિહારી માતાજી મારી ભક્તો જનને લેજો તારી
માતુ સુખ કારી મેં ઉરમાં ધારી સંકટ સમયે લેજો ઉ૦
સુણો રંક ભક્તની વાત બહુચરા સહાય કરો જગમાત
આસરો એકમા મોટો તમારો બાળક જાણીને પાળોકે મારો
કાશી પ્રસાદ મા દાસ તમારો આ ભવસાગર પાર ઉતારો
હું નાના તુજ ભક્તિ નહી મુકુ
શું થાય જાય આકાય બહુચરા સહાય કરો જગમાત
સહાય કરો જગમાત બહુચરા સહાય કરો જગમાત

૧૪ ) રાગ ગરબો—કોઈ તમારો આંગણીએ

કોઇ આવો ચાચરમાં ગીત ગઇએ
માના દરશનથી થાય સુખરે માય-સુખરેમાય કોઇ૦

સાખી.

શોભા શી કહુ માતની મુખે વર્ણવી ના જાય
ગોખની માંહે સોખથી બેઠાં જગત તણી માય.

રે માય—માયરે માય કોઇ આવો

સાખી.

ગાજે બહુચર ગોખમાં સરસ ધરી શણગાર
આણુ ચોળી ચરણીઓ નયણે કાજર સાર
સારરે સાર—સારરેસાર કોઇ આવો
સેંથે હીંગુળ પુરીયાં તીલડી શોભે ભાલ
મુસ્તક મુગટ મેલીઓ માને કાંને ઝબુકે ઝાલર
ઝાલરે ઝાલ—ઝાલ કોઇ આવો

સાખી.

તંબોળ માએ ચાવીઆં દંત દાડમના બીજ
કંઠે હીરા શોભતાં જેમ આકાશે વીજ
વીજરે વીજ—વીજરેવીજ કોઇ આવો

સાખી

નાગણુ દોરો કંઠીઓ માંહી મોતીના હાર
દશ આંગળીએ વેઢમાં આપે ઘણો ઝલકાર
કારરેકાર—કારરેકાર આવો ચાચર

સાખી.

કલ્લાં કાંબી પાયમાં કરતાં બહુચર ચેન

કાશી પ્રસાદ કહે કરગરી માના પાવલે ઝમકે ઘેન
ઘેનરે ઘેન—ઘેન ઘેન કોઇ આવો

૧૫ ) રાગ દેશી માત

રે પીપલાયની વાસી છો અવિનાશી આશાપુરી માય
ઘણાં દૈત્યોને માર્યા ભક્તોને તાર્યા શેવકને કરી સહાય
આશા ભરેલો હું આવીઓરે, પામર ભક્ત તું પાસ,
આશા પુરણ કરજો મારી નકરશો નિરાશરે પીપ
લાયની વાશી છો અવિનાશી આશા પુરી માંય
આંધળાંને મા આંખજ આપી પાંગળાંને પાય
વાંઝીયાંને મા પુત્રજ આપ્યા ગુણ તમારા ગાયેરે
પીપલ.યની વાસી છો અવિનાશી આશા પુરી માંય
વેદ પુરાણમાં વ્યાપિક દેવી નોધારાં આધાર
બાળકના પ્રતિપાળ મા છો કરજો મારી વારરે. પીપલા
યની વાશી છો અવિનાશી આશા પુરી માય
ચરોતરમાં ચહુ હાતી દેવી શેવક સામુ ભાળ
એવું જાણીને હું આવીઓરે રંક ભક્ત તુજ બા
ળરે પીપલાયની વાસી છો અવિનાશી આશા પુરી માંય
મીથુન રાશી વિનવેરે હું દીન દીન છું તમ દાસ બેઉ
કરજોડી ચરણ નમુ મા તેડે પાશરી પાસરે પીપલા
યની વાસી છો અવિનાસી આસાપુરી માય

(૧૬) રાગ વનઝારો.

તમે સાંભળો બંધુ આવારા મને સહાય થયા ધણી મહારા
નારસિંગ વીરને નમીએ તેથી જગત બધાને ગમીએ
એના ગુણ ઘણા છે ન્યારા તમે સાંભળો બંધુ મારા
મે અરજ કરી મન ધારી એણે ખબરજ લીધી
મારી માટે ગણું પ્રાણુથી પ્યારા તમે સાંભળો બંધુ મારા
ભજવા એ ભાવ ધરીને સદા ચાલવું સત્ય કરીને
તો આવે સુખના આરા તમે સાંભળો બંધુ મારા
હુ કુકર્મ રસ્તે ચાલ્યો મને ઝડપ ઝડપીને ઝાલ્યો
માટે મુકયા વિચાર નઠારા તમે સાંભળો બંધુ મારા
મુજપેર કૃત્ય નવ કરશો કરશો તો નિશ્ચય મરશો
હુ કહુછુ સત્ય આ વારા તમે સાંભળો બંધુ મારા
સાંભળો સ્નેહથી નિત્યે જેમ જેમ વાધે બહુ પ્રિતે
શીર ધણી સાચાએ અમારા તમે સાંભળો બંધુ મારા
કાશી પ્રસાદ કહે છે જય જય શબ્દો લહે છે
હુ પીઠીજ વાશી નિરાધાર તમે સાંભળો બંધુ મારા

૧૭ રાગ—ગીત—માળણ ગુંથી લાવ્ય ગુણીગણ ગજરો

ચાલોને સહુ સાથ દરશન કરવા.

માને પાળે જઇએ માટે તરવા ચાલોને સૌ સાથ દર.

માજી ચુવાળ ચોક બિરાજે

ઘણા ભક્તો તણા શીર ગાજે

શહેર શનખલપુરમાં છાજે ચાલોને સહુ દરશન ક૦

એતો અરજ રંકો તણી લે છે

પણ મનમાં ક્યાસ કરે છે.

જેવાં કરીએ તેવાં ફળ દેછે.ચાલોને સહુ સાથ દરશનકરવા.

હુંતો અરજ કરૂ મનધારી

જય બહુચરમા બળદારી.

સંકટસમયે કરને વાર મારી ચાલોને સહુસાથ દરશનકરવા.

તુંજભક્તિ મા અમૃત જેવી.

લેજો શર્ણુ આશા મુને એવી.

કાશીપ્રસાદ કહે ભજુ દેવી ચાલોને સહુસાથ દરશન કરવા.

૧૮ રાગ લનીકલંક.

ધન્ય ધન્ય હો બહુચરમાત મંમાયા મેતો તુને જાણીરે.

માજી જુગમાં થયાં છે પ્રખ્યાત મંમાયા.

આપ વસીયાં ચુવાળ દેશ મંમાયા.

શહેર સનખલપુરમાં વિસેષ મંમાયા.

આપે નામ ધાર્યું બહુચરમાત મંમાયા.
માજી કરગરી કહુ મારી જાત મંમાયા.
ઘણા ભક્તમાંહી હુંછું તારારંક મંમાયા.
કદી જોઇશ નહિ મારો વાંક મંમાયા.
આપ દરશનથકી થયો હુ ન્યાલ મંમાયા.
પામર ભક્ત ઉભોછે હાથ ઝાલ મંમાયા.
એતો રાખ્યો આપનો વિશ્વાસ મંમાયાં.
તેવાં કામ સુધાર્યાં હુંતુ આશ મંમાયા.
જય જય શબ્દ બોલુ હવે જાગ્ય મંમાયા.
બેઊ કરજોડી લાગુ તારે પાગ મંમાયા.
કહે કીંકર કાશી પ્રસાદ મંમાયા
ઘણી કરૂ ભક્તિ લાગી સ્વાદ મંમાયા.

૧૯ રાગ ઓતોરાજા સાથે આવું.

ચાલો સખી સૌ સાથે જઇએ ભક્તિ કરી માનીલાવો
( લઇએ ) ચાલો
સંગ સજીને દેશતજીને અતિ ઉમગે માનાં ગીતગાઇએ
બહુચરબાળીનું ધ્યાન ધરીને માનશરેવાર માહત્મ છે નહિએ

ગોખ બિરાજે શેવક શીરગાજે ચરણે નમી માને અરજ કહીએ
ધન ધનરે મા બૈઉચર બૈઉચર નરનારી મુખ નામ જપાએ
ભક્તિ આપો કૃષ્ટજ કાપો આધામારી તુજ તન થઇએ
તેડાપાસે ન કરશો નિરાશે હુ શેવક તુજ ચરણુને ચહીએ
પુંજા કરવા હું પ્રીતે આવું પુન્યમ દીન પ્રશન્ન થઇએ
પાઠેક કાશીપ્રશાદ કહાવો માના ગુણુગાઇ મગ્નજ થઇએ

૨૦ અભાગી હું છું રાજવંશી ખરે.

ભક્તિઆપો ભાવથી મામુને ચીત તુજ ચરણુ તેઓકને. ટેક.
બોચર ભોળી માતનો શંકર વેળાશાથ
ત્રીપુરારેડ રણાવજો વંદુ જોડી હાથ. (ભક્તિ)
મુજ કરણી જોશો નહિ હું ગાંડાઘેલો બાળ
પાલવ પકડયો તાંહુયરો બાનામાટે પાળ (ભક્તિ)
આપ વરયાં ચુવાળમાં માતુ ગરિબનિવાજ
ભજશે જેજન ભાવથી તેનાં શરશે કાજ (ભક્તિ)
કાશીપ્રસાદ કહે કરગરી ભક્તિરસ મા આપ્ય
બોચર બોચર જે જપે તેના જાયે પાપ (ભક્તિ)

૨૧ રાગ પ્યારી પ્યારી ઓ પ્યારી.

બાળી બાળી ઓ બાળી તુજ ભજનથી શુપકારી

તુ જગત્ જનેતા દેવી શુખદુઃમાં મેં માં શેવી
હું આશારાખુ તારી કરો શહાય બોચરા મારી
કરૂં ભજન હું મનધારી લાગો છે લગની બાળી ભારી
ઉદધી મર્યાદા મૂકે તો આ ભક્ત ભજન તું જ ચુકે
મને લેજો તપાશી લાવી વેલી વેલી મા આવી
કાશીપ્રશાદ કહેછે મુજ રહૃયમાં મારે છે
આજ થયો આનંદ માત બલીહારી તુજ ભજનથી
શુખકારી. બાળી

૨૨ રાગ—લાવણી (પીલુબરવા) ગીરધારીરે.

સુણો અરજરે ભક્ત નીરંતર જાણી તું શનખલપુર ધણીયાણી.

ઝુલ.

દેવી શારદા રહયાં મુજ મુખરે તેથી પામું શંશારમાં શુખરે
પણ આપીરે તેમાં નીરમળ વાણી તું શંખલપુર
હુંતો વિનંતી કરૂં કરજોડરે મહાલક્ષ્મી પુરો કોડરે
આશા તારીરે રાખું પ્રભુ પટરાણી તું શંખલપુર
મહાકાળી કરોને મહેરને થાય આનંદ લીલાલેર
તુજ ભક્તાનેરે શહાય કરો મહાપ્રમાણી તું શંખલપુર
જાણું અંબાને ઉમયાએ કરે ભકતોતણો વિવેકરે
થયા શંકરરે વસતારે તું શાણી તું શંખલપુર

શો દેવીને દેવો ભજવારે નહિ જુજવાતે શમજવારે
કાશીપ્રશાદ કરે સમજો અંતઃકરણ આણી તું શંખલપુર

૨૩ (રાગ—સુણો પ્યારી પ્રેમદા મારી)

સુણો અરજ બોચરા બાળીહો મળવા ત્રીપુરા મતિમારી
દિનદયાળી આવ્યો જાણી જય જય જય શંખલપુરરાણી
દુઃખ કાઢય ભક્તનાં બાળી હો (મળવા)
જગતજનેતા શુખનીદાતા હરીહર બ્રહ્મા તુજ ગુણગાતાં
જપે જાપ ધ્યાનમાં ધારી હો (મળવા)
દુષ્ટે દેવને દુઃખ ઘણું દીધું દેવે તુજ આરાધન કીધું
કરી ક્રોધ આવ્યા સુખકારી હો (મળવા)
મૃગ શ્વારીથી ઉતર્યા બાળી ક્રોધ કરીને ક્રોપ્યાં કૃપાળી
માએ દેતો નાંખ્યા સંહારી હો (મળવા)
મહાત્મા માનાં ચરણ નમીયાં તેસમે માના ક્રોધ સમયાં
કરો શહાય માતા તું મારી હો (મળવા)
સોળંકીને મહાશુખ આપ્યું સંકટ શમયે કષ્ટ કાપ્યું
કીધો નર હતી જે નારી હો (મળવા)
ધોળેવડથી આવ્યાં ચાલી ડાકડમરૂને ત્રીશુળ ઝાલી.
માએ ભકતો લીધા તારી હો (મળવા)

નામ રટણુ જે નીત્યે કરશે આરજ તેનાં શરવે શરશે
કરે ભજન તે સુખકારી હો  ( મળવા )
પાઠક કાશીપ્રશાદ કહેછે તુજ સ્મરણુમાં ચિત્ત રહે છે
આપો ભક્તિ રદયા ઠારી હો  ( મળવા )

૨૪ ( રાગ. નાજુ નખરાથી નીત્ય છેલને નચાવું રે )

ભજો ભક્તિ ભાવે માના શર્ણાંગતે જાવુંરે
ભજો ભજો ભાવે સત્યજ કાવે
બાળી માતુ બોચર ભજતાં શુખ મુને આપ્યુંરે  ભજો
આવ્યોછુ તુજપાસ ઘણી છે મોટી આશ
આપ સ્મરણુ કરતાં ખુશી ઘણું થાવુંરે  ભજો
કાશીપ્રશાદ કહે ભક્તિનોરસ લહે
હર માગસરમાં માની કૃપાથી હું આવુંરે  ભજો

૨૫ ( રાગ માવા આંવા જુલમ )

ચાલો ચાલો સર્વે બંધુ મળી શાથે જઇએરે
સાથે જઇએરે માના શરણે રહીએરે
કરજોડીને માને અરજ કરીએ  ચાલો
ભાવે કરો ભક્તિ શેવો સૌ શક્તિ
બૌચર ભજતાં કદી નવ ડરીએ  ચાલો
ઘણું સુખ આપે કષ્ટજ કાપે

ભાવધરી માની પુજા કરીએ ચાલો

સહાય કરે બાળી માતુ કૃપાળી

કાશીપ્રશાદ કહે માનેસ્વાધીન થઇએ ચાલો

૨૬ ( રાગ. મંગળકરણ ભયહરણ )

ભજીએ ( ૩ ) ભક્તો માત બોચરી

સુખ થાય દુઃખ જાય ધ્યાન જો ધરી

સહાય ( ૩ ) થાય સહેજ માવડી

રાખો ટેક આશા એક માતા એ ખરી

અરજ સુણી શહાય થાજો મેર મા કરી

કાશીપ્રશાદ વિનતી લેજો ઉરમાં ધરી

૨૭ ( રાગ. પંચકીલો બાપુ શું છેકામ )

કેવું શુંદર માનું ધામ કેવું શુખકર માનું નામ

અતિ શાન્તિ પામુરે કેવું શુકર માનું નામ ટેક.

ગોખનીમાંહે શોખમાંછે કરે ભક્તનાં કામ

અરે કરે ભક્તનાં કામ અતિ શાન્તી પામુરે કેવું

ત્રીપુરા તારી ખુબ ખુબી છે. જપે પશુ તુજ નામ

પેલાં જપે પશુ તુજ નામ અતિ શાંતિ પામુરે કેવું

બોચર બઉચર નામ જપાયું કીધાં ભક્તનાં કામ

વાહ કીધા કામ અતિ શાન્તિ પામુરે કેવું

કાશીપ્રશાદ કનુ સ્મરણ કરજો કરે ધારેલાં કામ
હાંરે--કરે ધારેલાં કામ અતિ શાન્તિ પામુરે ' કેવું

૨૮ રાગ લાવણી

અરજ મારી માત ઉર ધરજોરે અરજ મારી ઉર ધરજો
બાળક જાણી સાયકરી સંકટ સૌ હરજો
ગાંડો હું માત બાળ તારોરે ગાંડો હું માત બાળ તારો
નારીવેશે નૃત્ય કરૂ મા ભવસાગર તારો
હત્યારો હું ઘણો પાપીરે હત્યારો હું ઘણો પાપી
બેઉ કરજોડી ચરણ નમું મા કરજો મારા માફી
રહૃદયમાં આવી વશો મારેરે રહૃદયમાં આવી વશો મારે
લોકલાજ મા કુળની મુકી આવી પાર તારે
લોક સૌ કરે તાનતાળીરે લોક સૌ કરે તાલતાળીરે
પણ મેં અંતર નીશ્ચે કીધો ભજુ માત બાળી
ઘણું મા બોલ્યો ગાંડુ ગાંડુરે ઘણું મા બોલ્યો ગાંડુ ગાંડુ
પણ અંતરમાં કપટ નથી મા આપ ખેલખાંડુ
તપાશીલેને માત તાવીરે તપાશીલેને લેને માત તાવી
ભક્તિ ભાવથી ભંજન કરૂ મા મીથુન શશચારી

૨૯ મું. રાગ—આશાગોડી—હર હર કામ છે દુષ્ટ વિકારી.

શાય કરોને મા મારી ત્રીપુરારી શાય કરોને માત મારી

નીજ શેવકને શરણે રાખી સંકટમાં લ્યો ઉગારી વીપુરા
ભક્ત ઘણાંનાં કારજ કીધાં તેથી આશા રાખી તારી ,,
હીનમતીનો મા દાશ હું તારો પણ જો નજરે નીહાળી ,
કાશી પ્રશાદ કહે જાઊં બીહારી તું જ ભક્તિ રદયમાં ધારી

૩૦ મુ ( રાગ—ગરબો તુરક.

ધન્ય સનખલપુર શહેર તણી રાણીરે બાળી બોચરા.
એને ભજતાં દુખડાં દુર કરશે કિંકરના સંકટ સો હુ૦
શેવકની વૃત્તિ ઉર ધરશે ધન્ય સંખલપુર શહેરતણી રાણી
એને નમીએ બેઉ કરજોડી જઇએ સામા દોડી દોડી
રાખો નહિ પ્રીતિ થોડી ધન્ય સંખલપુરં
માજી સંખલપુર બિરાજે છે દરવાજે નોબત વાજે છે.
માનુ મુખડું રૂડુ લાગે છે ધન્ય સંખલપુર
દેવળ મુક્તિ છે બહુશારી ધન્ય બોચર માનિ બલીહારી
ત્યાં સંગ ભરાયે બહુભારી ધન્ય શંખલપુર
માનો ચાચર ફરતો ચોકજ છે. તેનો શામો માનો ગોખછે
માનુ દેવળ રૂડુ નૌકજ છે ધન્ય સંખલપુર
માજી ગોખનું માંહી બીરાજે છે ભકતોનાં દુખડાં ભાગેછે
માને છત્ર શોનાનુ શીર છાજે છે. ધન્ય શંખલપુર
માની પુનમ દીન શોભા સારી સાંબકાળે નીકળે સ્વારી

ધન્ય ધન્યરે માતુ તુ મારી ધન્ય સંખલપુર
માજી મુખ પાહે ચડી માલોછો કરૂણા દ્રષ્ટિએ ભાળોછો
માજી ખડક ત્રીશુળ કર ઝાલો છો ધન્ય સંખલપુર
માજી સંકટ હરજો ભક્ત તણાં ધારેલા કરજે જગત તણાં
તમ ચરણે ચિત અક્ષત તણાં ધન્ય શંખલપુર
માજી વરઘોડો ફરીયો તારો તેતો લાગ્યો ભક્તને બહુ સારો
કિંકર કાશીઓ બીજ વાળો ધન્ય શંખલપુર

૩૫ મું ( રાગ—હવે મને હરી નામથી નેહ લાગ્યો. )

હવે મુને બાળા ભજમાં નેહ લાગી
આનાકામાં તાળી તેની વાગીરે હવે મુને
આરે સંસારીડો દુખ રૂપી દરીઓ મનથી જરા જોનેજાગી
અંતરનો અભિમાન છોડીને રાખ્યુ તુ મનમાં વૈરાગ્યરે હવે
મોહ માયા તારી શાથે નહિ આવે ના આવે પુજ્ય પિ૦
કાશી પ્રશાદ કહે એ ઉર શમજીને ભાવે ભજી લ્યો મા
તાજીરે હવે મુને બાળા ભજનમાં નેહ લાગી.

૩૧ ( રાગ—આવો કુમકુમને પગલે )

જય આનંદી તું બાળી
કર જગતમાં સૌ સુખકારી
કૃતિ કોઇ કાળે નહિ તારી
હું જાઉ વારી વારી
[illegible]તાં માત દયાળુ

કરો આ પહુયા કૃપાળુ
લીધો મેં આજનો લાવરે
કાશી પ્રસાદ કહે શુખ થાયરે. જય આનંદીતુ

૩૩ મું. રાગ—ગરબી

સાચો ધણી મારોરે નારશીંગ સાચો ધણી મારો
સેહજ ભજનમાં શુખડુ આપે એનો ગુણ ઘણો ન્યારો
( નારશીંગ )
આશરો એક આધાર તમારો આરહયે ધારોરે નારશીંગ
સુખ રૂપી સુને શેવા દે જો જાણી બાળ તારો નારશીંગ
શરણું રહયા તેને શહાય કરીને દુખડાં દુર ટાળો નાર૦
કાશી પ્રશાદ કહે સૌજન ભજજો આવે શુખ આરો ના૦

૩૪ મું રાગ—જોઈ દીપાણું ને રાજા કહું છે.

ભજો ભવિ જગતમાં નરને નારી બેચર બાળીરે ( ૨ )
સેજ ભજનમાં શુખીઆ કીધા ઘણાક નરને નાર
હું પણ આશા રાખુ તારી નાંધારા આધાર ( ભજો )
ઉત્તરના દરવાજે પેશી અંદર આવે જેહ
તેજ માને ખોળે બેઠો નીર વતિ થઇ દેહ ( ભજો )
ત્યાંથી ચાલી ચાચર આવ્યો ખુશી થયો મુજ મન
સામા રહીને દર્શન કીધુ મા તુજને ધન ધન ( ભજો )
ધન્ય ભાગ આભુમિ કેરાં વશીયરં આવી આપ
સો જનને મા શુખીઆં કીધાં રાખ્યાં તે તો માપ (ભજો)

લુલાં આંધળાં મુગાં જનને તે મા કીધી સહાય
વંજા નારને પુત્રજ આપ્યા ગુણુજ તારા ગાય ( ભજો )
મનસરોવર રૂડું માનું નીત્યજન તેમાં નાય
નાઈ સ્વચ્છ થઈ પાર પડેતો કોડ હોય તો જાય (ભજો)
વિપ્ર ઘણા આનંદ કરે મા ફરતા ઠામો ઠામ
ખાંતે લાડુ ખાવા આવે બોલે માતું નામ (ભજો)
ઓમા મારી પાયે લાગુ સેયમને થા સહાય
મિથુન રાશીકે પાય પડું મા મેર કરો મમાય ( ભજો )

ગાયન-૩૫ (રાગ સુંદીર પ્યારી હુતો નારી અલબેલીરે)

હવે પ્રીત જાંમી મારે ભજવા બહુ નામીરે (૨) ભજવા
આળસ રાખુએથી થાઉ અજ્ઞાનીરે હવે પ્રીતી
અરજ કરૂં છું ઓ માતુ કૃપાળીરે
ભક્તોનાં સંકટ સમયે આવજે સાંમીરે [ હવે પ્રીત ]
બેચર બાળી તારા ગુણુની બલીહારીરે
અમરીત દ્રષ્ટી ભાળો છો બગ ગાંમીરે ( હવે પ્રીત )
કાશી પ્રસાદ ભજે સુખ ઘણું ધારીરે
રંક હું ભક્ત તારો કરો નીશ ચામીરે [ હવે પ્રીત ]

ગાયન ૩૬ મું ( રાગ—પંથી પરદેશી ચિત્ત શોધી )

આજો સહાય જગતમાં બાળી માં બળદા........રી
અવર નહિ આશા એકે ભક્તો રાખે તા........રી

સાખી

કરગરી કરજોડીને પડીએ માના પાય
કૃપા દ્રષ્ટિએ ભાળે તો સુખડું સહેજે થાય
અંતર ભજવાં જાણી પ્રાણી માતુ મા.......રી

સાખી

કીરતી માની જગતમાં ઠામે ઠામે ગવાઇ
એવી માત દયાળીએ મેર કરે મમાઇ
આપે દર્શન તો દુઃખ ટાળે ત્રીપુરા.......રી

સાખી

સર્વમાં શકિત રહી જુઓ તપાશી દેહ
જો શકિત ના હોત તો ન રહે તારો દેહ
કાશીપ્રસાદ કહે સમજી ભજો નર ના.......રી

ગાયન ૩૭ મું ( રાગ-[illegible] મારૂ માને નહિં મનડું ઠરે નહિ )

મારા હૈયાના હાર છો, નેણું શણુગાર છો, ભાવે ભજો માત બોચરી
દુઃખ કકતોનાં ભાગ્ય મૂળસમૂળાં બાળય મા અરજ કરૂં મન ઉચરી

સાખી

બાર પણાની પ્રીતડી અંતરથી અળગી નહિ
પણ ઉછેર્યો હાથથી હવે દુઃખ દેશો નહિ

સાખી

અપરાધી અજ્ઞાનનો હું ભરીઓ તુંજ બાળ
પણ અંતર નવ લાવશો દેવી માત દયાળ,
થયો ભુણ હરામી રહી નહિ ખામી કાશી પ્રસાદ કહે ઉચરી
મારા હૈયાના હાર છો નેણાં સણગાર છો ભાવે ભજો માત બેચરી

થાળ ૪૮ મો ( રાગ આવો હરી શીવશંકર ભોળા )

આરોગો બેચર બહુ નામી, રહચ ભક્તિ તમ બહુ જામી
આરોગો
અમ ઘેર આનંદે આવો ભક્તોને લેવરાવવા લ્હાવો
રંક જાણી સહાય તમો થાઓ          આરોગો બહુચર
આવ્યાં જમવાને મહા ભોળી          આરોગો બહુચર
ગંગા જળથી ભારી ઝાળી ધુપ દીપ કરીઓ સુખકારી
સુવર્ણ થાળમાં ઠાર મૂકી ધારી          આરોગો
શુત્ર ફેણીને શીખંડ વળી જમો પોળી ઘીમાં તમે ચોળી
કાઢું રશ કેરી હુ ગોળી          ( આરોગો )
શુગરા સુંદીર છે સારા શુખલડીને શકરપારા
જમો લાડુ ઉપર ગીધરા          ( આરોગો )
સાકમાં શુદ્દીર બડબી વળી રતાળુ ને ચોળા મગની ફળી
તાંદળજોને મેથીની ભાજી મળી          ( આરોગો )

ગવાર ફૂળીમાં ભજું કોળું
જમો પરેમે વાવલા હું ટોળુ (આરોગો)
અથાણામાં આંબાની કેરી પાપડને ચટણી હચો લેરી
લીંબુ બીલી આદાની ચીરી (આરોગો)
કુર કમોદ તણો કીધો માંહી દારો ગૃત તણો દીધો
હેતે જમોં લાવો મેં લીધો (આરોગો)
દાળ કડી ઊના લેજો જો જોઇએ તે માગી લેજો
ખાટુ ને ખારૂ મને કહેજો (આરોગો)
કઠયાં દુધ પીધાં સુખકારી ચરૂ કરી ઉઠયાં મા બાળી
મુખવાસ આપી મે સોપારી (આરોગો]
કાશી પ્રશાદે અરજ કીધી બીડી પાન બાસાની દીધી
હશી માયે મુખડામાં લીધી (આરોગો)

આરતી— ૩૦ મી રાગ

જય જય જય બાળી મા જય જય બાળી નોતમ મુરતી
મારી નજરે મેં ભાળી જય જય જય બાળી જય બાળી.
માતે પહેર્યા દક્ષણુ ચીર ચોરી સુખકારી
ગોખ ચઢીને કરજે માતુ કૃપાળી જય જય બાળી
માતારા મુસ્તક મુગટ શીર જઇએ બલીહારી
ભાળે તીલડી શોભે આંખો અણીઆળી જય જય
મા તારેજ તણો નહિ પાર શોભા બહુ સારી
કેના નિષે શોભે મા શોનાની વાળી જય જય

મા તારે કંઠે પુષ્પના હાર રતવરંગી ધર્યા
મન મોહે ત્યાં મારૂ તું છે રઢીઆળી જય જય
મા તારા કાંને કુંડલ શાર તુ છે ત્રીપુરારી
એક સ્વરૂપે દેવી સરને મહાકાળી જય જય
મા તારૂ મુખડુ લાગ્ર શુવાળ શોભા શી તારી
વર્ણન કરતાં તારૂ રવી શી શી અજવાળી જય જય
મા તારે કરે છે કંકણુ ચાર ગજરા મા મારી
ગરબો રંગે ગાતાં દો છો મા તારી જય જય
મા તારે ઝાંઝળ ઝમકે પાપ આનંદી લેરી
ભક્ત નીરંતર જાણી મા લેજો પાળી જય જય
સૌ શક્તિ શંકર એક ભજજો નરનારી
મીથુન રાશીકે માંનો તો નિત્ય દીવાળી

ગાયન ૪૦ ( રાગ. પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે

નમો પ્રેમથી માને ચિતે ધરીરે
જેથી આવે નહિ ભક્તિમાં વિઘન
આજે આરાધુત્રીપુરા બાળી બોચરીરે
માની ભક્તિથી શુખ આ શંસાંરમાંરે
ભક્તિ હિન મિથ્યા મનુષ્ય અવતાર આજે

સાખી.

મચ્છ માટે બગલુ જુવો જઇ બેશે જળ ધાર

વળી ચાતક મરશે શરદ સ્વાની બીંદુ માટ.
એનું ધ્યાન અહોનીશ રહયે ધારવુંરે
જેથી આપણું સ્વાર્થક થાય આજે

સાખી.

અવતરીને આ વિશ્વમાં કુડાં કીધાં કામ
તે નર ખર સમ જાણુનો બોળે બાપનું નામ.
જ્ઞાન વિનાનુ જીવતર એળે જશેરે
માટે ખાંત ધરીને ભક્તિ રસ શંભાળ્યા. આજે

અલ્પ ગ્રંથ પુરણ કરૌં પુર્વ જન્મનુ પુન્ય
કાશી પ્રસાદ કહે કરગરી મા તુજને ધન્ય
સૌને જય અંબા મારા જુહાર છેરે
હું છું દાસ તણોનીજ દાસ રહું ઉલાશ આજે બારાધુ

ધુન્ય.

બૌચર બાળી મહાકાળી જય અંબાને જય અંબાને જય
અંબાને જય અંબાને બૌચર બાળી મહાકાળી



# અગાઉથી ઊત્તેજન આપનાર સદ્ગ્રહસ્થ ગ્રાહકોનાં નામો.

૧૮ રા. રા. મણીશંકર ગીરજાશંકર વ્યાસ અંબાજી બહુચરાજીના સંઘવી
૧૫ મી. ત્રંબકલાલ જેઠારામ યાજ્ઞીક શ્રી ઊપાશીક
૧૫ રા. રા. છોટાલાલ મુળજીભાઈ યાજ્ઞીક બળાઊપાશીક
૩ રા. રા. લાભશંકર હરગોવીંદ ભટ્ટ સુરતી
૩ મી. અંબાલાલ જીભાઈ ત્રીવેદી
૩ મી વૈદરાજ શીવશંકર દલપતરામ યાજ્ઞીક
૧૨ રા. રા. ઊમીયાશંકર ગોરધન ભટ્ટ સાલરોદ તા. બોરસદ ગુ. સા. પે. આ
૩ મી ભાઈલાલભાઈ ગણપતરામ ત્રિવેદી
૩ મી. નરનારાયણ દીનાનાથ ભટ્ટ
૩ મી. પ્રભાશંકર બાપુજી ભટ્ટ
૩ અંબાલાલ દાજીભાઈ ત્રવેદી
૩ મી. માણેકલાલ ગવરીશંકર ખેડાવાળ ત્રીવેદી
૩ હિંમતલાલ દીનાનાથ ભટ્ટ રાજપુર મ. ગુ. શા ત્રીજા આ
૨ રા. રા ભુલાભાઈ રણછોડભાઈ પટેલ મણીયારા ન મેતાજી
૩ સોના ચુનીલાલ કેવળદાસ ચોખ્ખા દાગીનાના વેપારી
૩ રા. રા. ગોવીંદભાઇ અજુભાઈ પટેલ સફરી વેપારી
૩ રા. રા. મોતીલાલ તુળશીભાઈ પટેલ ડેમોલ સ ધે. શા. હેડ માસ્તર
૩ રા. રા. જોઇતાભાઈ શીવાભાઇ પટેલ ડેમોલ કન્યાશાળાના હેડમાસ્તર
૧૨ મી. છગનલાલ શીવલાલ લુવાર
૩ લવાર મનસુખરામ લલુભાઇ
૩ લવાર વનમાળી નાગરભાઈ વિલાયતી ફેશનનાં ચાકાં બનાવનાર
૩ સોમાભાઇ ભુલાભાઇ વાળંદ ડેમોલ તા. પેટલાદ
૩ મી. છોટાલાલ ગણપતરામ ત્રીવેદી ડેમોલ તા. પેટલાદ
૬ રા. રા. નાનાભાઇ નંદલાલ શા. તમાકુના દલાલ
૨ રા. રા. સોમાભાઈ મંગલભાઈ સ. ગુ. સા. પહેલા આ પેટલી તા. પેટલાદ

૩ શ્રી લલુભાઇ છગનલાલ ત્રીવેદી
૩ શ્રી. જગન્નાથ મનસુખરામ ત્રીવેદી
૩ શ્રી ભાઇશંકર દાજીભાઇ ત્રીવેદી
૩ રા. રા. નાથાભાઇ હરીભાઇ શા. ડભોઇ તા. પેટલાદ
૩ રા. રા. ગોર લલુભાઇ રણછોડભાઇ ત્રીવેદી
૩ શ્રી. ચુનીલાલ કાશીરામ ત્રીવેદી
૩ રા. રા. સોની જેઠાભાઇ હરગોવિંદ વતનદાર
૩ દરજી છગનભાઇ પીતાંબરદાસ મલાતાજ તા. પેટલાદ
૩ સુતાર હરગોવીંદ હીરજીભાઇ સુતારી લુહારી કામના કારીગર
પીપલાવ તા. પેટલાદ
૩ રા. રા. ત્રીભોવન મોહનારામ તપોધન આશાપુરી માતાના પુજારી કાયજ તા. પેટલાદ
૩ શ્રી. ગણપતરામ કેશવરામ ઠાકર વતનદાર નગરા તા. ખંભાત
૩ રા. રા. કાકા આતમારામ જેઠારામ સદગૃહસ્થ બાકરોલ તા. પેટલાદ
૩ ગ. રા. દવે બેચરભાઇ પીતામ્બરદાસ વતનદાર પ્રાંત વડોદરા
૩ રા. રા. રેવાશંકર મહાશંકર ત્રવેદી ખુશાલચંદ શેઠના મંદીરના મુખીઆજી ઓડ તા. આણંદ
૧૨ દરજી શીવાભાઇ ગલાભાઈ કાહીય.વાડી ડ્રેસ સીવનાર ર પેલજા
તા. કલોલ
૩ શ્રી. મણીલાલ મોહનલાલ ત્રીવેદી રનોલા ઓ શા. મેગજી વસો
તા. પેટલાદ
૩ રામદાસ ગીરધરભાઇ કાછીયા બેચરાજી
૩ રા. રા. ત્રવાડી ચબાલાલ મુળજીભાઇ માતાજીના પુજારી
૩ રા. રા. શા. ભુદરભાઇ ગાંગજીભાઇ અરીણ બાગના ઇજારીદાર
મુ. વિરમગામ
૩ રા. રા. શ્રીયુત ઇશ્વરભાઇ દયાશંકર દવે માગશરી પુનમના સંઘવી

ઉપરના સદગૃહસ્થોએ મને મદદ આપી છે તેમનો હું અંતઃકરણ પુર્વક આભારીક છું એજ. કર્તા.

# જાહેર ખબર.

---

સર્વ લોકોને તથા શકતી ભકતોને જ
[illegible]વામાં આવે છે કે શ્રી ત્રીપુરા સ્તવન મં[illegible]
[illegible] ઉત્તમ ગાયનનું સંગ્રહ કર્તા પાસેથી રૂ
[illegible] મળશે બહાર ગામ વી. પી. થી મોકલવામાં
[illegible] વી. પી. ખર્ચ ગ્રાહકોને શીર છે.

[illegible] પેડ પત્ર લેવામાં આવશે નહી સામટી
[illegible] ખરીદનારને કમીશન આપવામાં આવશે.

સેવક.

કાશી પ્રસાદ કૃષ્ણુદેવ યાજ્ઞીક.

મુ. પીજ

તાલુકે પેટલાદ.